શ્રીમાન ધ્રાંગધ્રા નરેશ મહારાણા શ્રી ઘનશ્યામ-
સિંહજી મહારાજાશ્રિત.

## શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ.

# પરશુરામ

## નાટકનાં ગાયનો.


છપાવી પ્રસિદ્ધ કરનાર
એમ૦ એન૦ [illegible] પીત્તલવાળા-સુરત.
શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજના માલેકો



[illegible] ૧૯૧૨

"દેશીમિત્ર" પ્રેસ સુરત.

પ્રથમ આવૃત્તિ પ્રત-૫૦૦૦.

મુલ્ય રૂ૦ ૦-૨-૦

શ્રીમાન્ ધ્રાંગધ્રાનરેશ મહારાણા શ્રી ઘનશ્યામસિંહજી
મહારાજાશ્રિત.

શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ

# પરશુરામ

## નાટકનાં ગાયનો.

" લેખક— ॐ तत्सत्"

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજના માલેકો.
એમ૦ એન૦ એન્ડ પીત્તલવાળા—સુરત.



સુરત સોનીફળીઆને નાકે આવેલા " દેશી મિત્ર " એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં મગનલાલ કીકાભાઇએ છાપ્યાં.

આવૃતી ૧ લી—પ્રત ૫૦૦૦

કીંમત રૂ૦ ૦—૨—૦ (બે આના)

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ વર્ગ.

પરશુરામ... ... ...ત્રેતાયુગના પ્રારંભે જન્મેલા શ્રી વિષ્ણુ ભગવાનના છઠ્ઠા અવતાર.
જમદગ્નિ... ... ...પરશુરામના પિતા.
સહસ્રાર્જુન... ... ...માહિષ્મતીનો ચક્રવર્તી રાજા.
દમન... ... ... ...સહસ્રાર્જુનનો યુવરાજ.
રૂમણુવાન ... ...
વસુ... ... ...
વિશ્વાવસુ ... ...
શુષેણ... ... ...
} જમદગ્નિના પુત્રો.
સૌરભ... ... ...યવક્રીતનો પુત્ર, પરશુરામનો બાળ સ્નેહિ.
ચિત્રરથ... ... ...ગાંધર્વનો રાજા.
ભપમ... ... ...ફીસીઆરીખોર બ્રાહ્મણ.
ટચુક... ... ... ...હેનો પુત્ર.
ભગડ... ... ... ...એક બ્રાહ્મણ.
યવક્રીત... ... ...ભદ્રરાજાનો પુરોહિત, સૌરભનો પિતા.
ભદ્ર... ... ... ...વંગદેશનો રાજા.
કુમાર... ... ...રેણુકાનો નાનો ભાઇ, રેણુ રાજાનો પુત્ર.
કેરલરાજ... ... ...બીરૂ રાજા.
જનક... ... ...મિથિલાપુરીનો વિદેહી રાજા.
રામ... ... ... ...પરમાત્માનો અંશાવતાર.
લક્ષ્મણ... ... ...રામના ન્હાના ભાઈ.

## સ્ત્રી વર્ગ.

**રેણુકા...** ... ... ...પરશુરામની માતા.
**લલના...** ... ...અપ્સરા ચિત્રરથની પત્નિ.
**સરલા...** ... ...સૌરભની પત્નિ.
**સુરભી...** ... ...સૌરભની બ્હેન.
**ભોળી...** ... ...ભપમની સ્ત્રી.
**નયની...** ... ...અગડની સ્ત્રી.
**ટપ્પી...** ... ... ...નયનીની પુત્રી, ટચુકની સ્ત્રી.
**નવવધુ...** ... ...રેણુરાજાના કુમારની પત્નિ.
**રાણી...** ... ... ...કેરલરાજની વિરાંગના રાણી.
**સીતા...** ... ... ...જનકની પુત્રી.

આ શિવાય સખીઓ, કંચનીઓ, બ્રાહ્મણો, ક્ષત્રીયો, દુર્વાસા, દત્તાત્રેય, વશિષ્ટ, કશ્યપ, વિગેરે ઋષીઓ, પિશાચો, પૃથ્વી વિગેરે વિગેરે.



# ॐ तत्सत्

# "ભગવાન પરશુરામ" નાટકનો ટૂંકસાર.



ભગવાન પરશુરામના પ્રપિતામહ ઋષીવર્ય ભૃગુ મહારાજની ખ્યાતિ નામની પત્નિથી ઋચીક નામના પુત્ર થયા. એમનો આશ્રમ ગંગા કીનારે હતો. એકવાર નર્મદા કિનારે ભૃગુ ક્ષેત્રમાં પિતાને મળવા ઋચીક ઋષી આવ્યા. પિતાએ ત્હેમને ગૃહસ્થાશ્રમી થવાની આજ્ઞા કરી, એ ઉપરથી કાન્યકુબ્જ દેશના ગાધી નામના રાજા પાસે આવી ઋચીકે કન્યાદાન માગ્યું. ગાધીએ શ્રાપ ભયે યુકિતથી કહ્યું મહારાજ જે પુરૂષ સહસ્ત્ર શ્યામ કર્ણ ઘોડા મને લાવી આપે તેની સાથે એ કન્યા પરણાવવાનું મારે પણ છે. આથી ઋચીકે વરૂણ પાસેથી તેવા ઘોડા મેળવીને ગાધીને આપ્યા, અને તેની સત્યવતી નામની કન્યા સાથે પરણીને તેને સાથે લઈ પિતાના દર્શન માટે પુનઃ નર્મદા કિનારે આવ્યા. સત્યવતીએ સેવા કરી ભૃગુને પ્રસન્ન કર્યા અને પોતાને તથા પોતાની માતાને એક એક પુત્ર માગ્યો, ભૃગુએ પુત્ર કામેષ્ઠી યજ્ઞનો વિધી બતાવ્યો. પશ્ચાત સત્યવતી પતિ સહ પિતાને ઘેર આવી અને યજ્ઞ કરી ચરૂપ્રાસન કર્યા. પરન્તુ એમાં કન્યાનો ચરૂ માતાએ અને માતાનો ચરૂ કન્યાએ ભક્ષ કર્યો, આ ખબર ભૃગુને પડતાં તેઓ ત્યાં આવ્યા ને કહ્યું હે પુત્રવધુ ! તમે ઉલટા ચરૂ ભક્ષ કર્યાથી તમને ક્ષાત્ર ગુણી પુત્ર ઉત્પન્ન થશે, અને

તમારી માતાને બ્રહ્મવેત્તા પુત્ર થશે. સત્યવતીએ વારંવાર પગે પડી ક્ષમા માગતાં ભૃગુએ કહ્યું કે ત્હારે પુત્રને બદલે પૌત્ર ક્ષત્રીધર્મ ને અવલંબવાવાળો થશે અને તારી માતાને બ્રાહ્મણ ધર્મી થશે. પછી સત્યવતીના પુત્રનું નામ જમદગ્નિ પાડયું અને ગાધીરાજાના પુત્રનું નામ વિશ્વામિત્ર પાડયું.

ઋષીવર્ય જમદગ્નિ રેણુ રાજાની પુત્રી રેણુકાને પરણ્યા તેમનાથી તેમને ચાર પુત્રો ઉત્પન્ન થયા અને વૈશાખ સુદ ત્રીજને દિવસે મધ્યાન્હ સમયે સિંહ લગ્નમાં સાક્ષાત્ હૃષિકેશે અવતાર ધારણ કર્યો. આ પાંચમા પુત્રનું નામ ભાર્ગવરામ—પરશુરામ પાડયું. તેઓ શંકર પાસે ધનુર્વેદ ભણી નર્મદા તૃટે તપશ્ચર્યા કરે છે ત્યાંથી આ પ્રયોગનો પ્રારંભ થાય છે.

---

# અંક ૧ લો.

**સુત્રધાર-નટી**—મંગળાચરણ અને વસ્તુ સૂચન.

**પ્રવેશ ૧ લો**—નર્મદા તૃટપર ભગવાન પરશુરામ સમાધિસ્થ છે, ત્યાં પાપના ભારથી ત્રાસેલી ભગવતિ પૃથ્વી દેવી પ્રકટી દુષ્ટોના નાશ માટે અને ધર્મના ઉદ્ધાર માટે ત્હેમને વિનવે છે, તથા તેમના પિતા જમદગ્નિપર ગુજરતો જુલમ બતાવે છે. પિતાપર થતો બળાત્કાર જોઇ પિતૃભક્ત બ્રહ્મવીર પરશુરામ ત્યાંથી પિતાની તપોભૂમિ તરફ વળે છે.

**પ્રવેશ ૨ જો—જમદગ્નિનું તપોવન—ઋષીદેવ જમદગ્નિ-**

ના આશ્રમમાં શીકારે નીકળેલો અનુપદેશની માહિષ્મતી નગરીનો સૂર્યવંશી ચક્રવર્તી રાજા સહસ્ત્રાર્જુન આવી ચ્હડે છે. જમદગ્નિ કામધેનુથી અનેક પ્રકારે ત્હેનું આતિથ્ય કરે છે. કામધેનુનો પ્રભાવ જોઇ મોહાંધ બનેલો સ્વાર્થી રાજા તેને લેવાને ઋષી ઉપર મહા ભયંકર જુલમ ગુજારે છે, ત્યાં બ્રહ્મતેજ પરશુરામ આવી પ્હોંચે છે અને પિતાના તથા ધર્મના શત્રુ સહસ્ત્રાર્જુનનો સંહાર કરે છે.

**પ્રવેશ ૩ જો**—વિશ્વ વિજયી સહસ્ત્રાર્જુનનો નાશ કર્યો તેથી બ્રહ્મબાળાઓ ભગવાન પરશુરામને વધાવવા ભોળી નામની બ્રાહ્મણીના ધર આગળથી નીકળે છે. કુતરાથી બ્હીલો ભપમ દોડતો આવીને સ્ત્રીયોની સોડમાં લપાય છે, બ્રાહ્મણ બાળાઓ ત્હેની નિર્બળતા જોઇ હસીને ભોળીને મ્હેણાં મારી ચાલી જાય છે. પતિને નીર્બળ પેખી ભોળી રીસાઇને રડે છે, ભપમ પોતાનું શૌર્ય દર્શાવવા હવા સાથે લડે છે. ભોળી ભોળવાઇને ત્હેનો આ ઢોંગ સત્ય માને છે, ટચુક બાપનું પોગળ પીછાણી ત્હેને બનાવે છે, પશ્ચાત પરશુરામ પેઠે નામના કરવા ભપમને ભોળી મોકલી દે છે.

**પ્રવેશ ૪ થો**—ભૂમંડળપર વિહાર માટે આવેલા ગાંધર્વરાજ ચિત્રરથનો અપ્સરાઓ સાથે વિલાસ. પાણી ભરવા આવેલી રેણુકાનો માનસિક મોહ. પત્નિના પાપને સમાધિમાં જોઇ ક્રોધીત થયેલા જમદગ્નિનું ત્યાં આવી રેણુકાને તુચ્છકાર આપવો અને પોતાના પુત્રોને બોલાવી ત્હેમને રેણુકાનો શિરચ્છેદ કરવા આજ્ઞા કરવી, ભયભીત પુત્રોએ ના પાડતાં તેમને ભસ્મ કરવા. પિતાના સામર્થ્યને યથાર્થ રીતે પીછાણનાર પરશુરામે માતાનો વધ કરવો અને વરદાન માગી પિતા પાસે સર્વને સજીવન કરાવવાં.

**પ્રવેશ ૫ મો**—નામના કરવા નીકળેલો ભપમ અગડ નામના એક ઓલીયા બ્રાહ્મણને બનાવી ત્હેના ઘરમાં ઘોંટાળો ઉભો કરે છે, પોગળ પકડાતાં ભપમ માર ખાઇ ભાગી છૂટે છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—સહસ્ત્રાર્જુનનો યુવરાજ દમન પિતાના વેર માટે સમાધિમાં બેઠેલા જમદગ્નિનો વધ કરી તેમનું માથું કાપી લઇ જાય છે, રેણુકાના કલ્પાંતથી પરશુરામ આવી પ્હોંચે છે અને માતાની આજ્ઞાથી પૃથ્વીને એકવીશ વાર નક્ષત્રી કરવાની પ્રતિજ્ઞા લેછે.

**પ્રવેશ ૭ મો**—સરલા-સુરભી-ભાભી નણંદનો હાસ્ય વિનોદ. સૌરભ આગમન, પ્રિતમ પ્રિયાનો પ્રણુય વિહાર. દમનનો નાશ કરવા નીકળેલા પરશુરામનું ત્યાં આવી બાળ સ્નેહી સૌરભને પોતાની સાથે આવવા ઉશ્કેરવો, સૌરભનું સાથે જવા તત્પર થવું, સરલાનું રોકવું, ધર્મ અને પ્રેમના યુદ્ધ વચ્ચે સૌરભ મુંઝવણમાં. પ્રેમ પક્ષમાં એક તરફ પ્રાણેશ્વરી સરલા, બીજીબાજુ ધર્મ પક્ષમાં બ્રહ્મવીર પરશુરામ. અંતે ધર્મનો જય, સૌરભ પરશુરામ સાથે વિદાય.

**પ્રવેશ ૮ મો**—દમનનો આનંદોત્સવ. પરશુરામ-સૌરભનું આવવું. પિતૃઘાતક દમનપર ભયંકર વૈર. દમનના પુત્રો, ભાઇઓ, સૈનિકો સર્વનો નાશ, અને મેહલને આગ.



## ટેબ્લો. ડ્રોપ.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.**—ભગવાન દત્તાત્રેયના નિવાસસ્થાન સ્મશાનમાં આવી પરશુરામે ક્ષત્રીય સંહારની પ્રતિજ્ઞા માટે આશિર્વાદ મેળવવો અને માતાના સ્નાન માટે બાણુ મારી પૃથ્વીમાંથી ગંગા પ્રવાહ ઉત્પન કરી ત્યાં માતૃતિર્થ સ્થાપવું. રેણુકાએ ત્હેમાં સ્નાન કરી સતી થવું. માતૃ પ્રિતીમાં મુગ્ધ પરશુરામના કલ્પાંતથી પૃથ્વી ભેદી રેણુકાના માથાનું બહાર નીકળવું. પુત્રનો અલૌકિક પ્રેમ ! "માતૃદર્શન" ! !

**પ્રવેશ ૨ જો.**—જાતિ વિદ્રોહી બ્રાહ્મણોને માટે સૌરભનો શોક, સરલાનું આશ્વાસન, બાદ વંગદેશાધિપતિ ભદ્ર રાજાનું આવવું અને યવક્રીતને લાલચ આપી સૌરભને સમજાવવા કહી જવું. સૌરભનું આવવું, પિતા પુત્રનો સંવાદ, બાદ સૌરભનો તેના પિતા તરફ તિરસ્કાર.

**પ્રવેશ ૩ જો**—પોતાના ઉપવનમાં બ્રાહ્મણો ઉપર ભદ્રનો ભયંકર જુલમ. ત્યાં પરશુરામનું આવવું. જુલમ જોઇ પરશુરામનો ક્રોધ. બ્રહ્મસભા ભરી અને ક્ષત્રીઓના નાશ માટે બ્રાહ્મણોને સાથે આવવા ઉશ્કેરવા. અગ્નિ અવતાર દુર્વાશાનો રૂદ્ર કોપ, ધર્મ સેવા માટે એક અંધ વૃદ્ધનો આત્મભોગ; બ્રહ્મ યુવકોની ભયંકર પ્રતિજ્ઞા, અને ક્ષત્રીય સંહાર માટે સર્વનું રણોન્મત થઇ નીકળવું.

**પ્રવેશ ૪ થો.**—ભાગી આવેલા ભપમને ભોળીની વાતચીત. બાદ ક્ષત્રીય નાશ માટે પરશુરામ સાથે જવા કેહેવું. ભપમનો કૃત્રિમ ક્રોધ ને જવું.

**પ્રવેશ ૫ મો**—રેણું રાજાના કુમારની નવલ વધુનો પ્રિતમની વર્ષગાંઠ માટે આનંદોત્સવ. પરશુરામનું આવવું. અને કુમારને યુદ્ધ

કરવા ફરજ પાડવી. નવવધુના કાલાવાલા, પરશુરામની નિશ્ચલતા, કર્તવ્યની દારૂણ કસોટી, કુમારને નવવધુનો નાશ.

પ્રવેશ ૬ ઠો.—ટચુક–ટપ્પી–ભપમ બોળો ને નયની ભપમની ચાલાકી અને ટચુક ટપ્પીના લગ્ન.

પ્રવેશ ૭ મો—પતિ ઘેલી સરલા ને તેની નણંદ સુરભીની વાતચીત, બાદ વશિષ્ટનું આવવું અને તેમની આજ્ઞાથી પતિને છોડાવવા નારદ વેશ ધરી સરલાનું ભદ્ર રાજાની કચેરી તરફ જવું.

પ્રવેશ ૮ મો—કપટથી બોલાવેલ સૌરભનું આવવું. ભદ્ર અને યવક્રિતનું સમજાવવું, ધર્મ પંથમાં મૃત્યુને આશિર્વાદ માનતો સૌરભની નિડરતા. નારદ વેશે સરલાનું આગમન અને સૌરભનો છુટકારો. સૌરભ માટે તૈયાર થયેલી શુળીએ સરલા, પરશુરામનું બ્રાહ્મણો સહ આવી પ્હોંચવું, સરલાનો બચાવ અને ભદ્રનો નાશ. ધર્મ સાધનામાં સૌરભના હાથે યવક્રિતનો નાશ. કર્તવ્યના યજ્ઞમાં પુત્રના હાથે પિતાનું બલિદાન.

# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—મોજનો કીડો કેરલરાજ ખુશામતી દરબારીઓ સાથ ગપ્પામાં. પરશુરામ તરફથી બ્રહ્મદૂત, યુદ્ધનો સંદેશો, રાજાની બીરૂતા, વીરાંગના રાણીનો તિરસ્કાર, સતિના હાથે પતિ પદભ્રષ્ટ.

પ્રવેશ ૨ જો– પોતાના હાથે પિતાના થએલા ઘાતથી સૌરભનો શોચ, પરશુરામનો બોધ અને સૌરભનો પુનઃ નિશ્ચય, સરલાની ઓળખાણ અને સ્વીકાર. પ્રતિજ્ઞાનું વિસ્મરણ.

પ્રવેશ ૩ જો—સીતા સખીઓ સાથે રમતમાં. પરશુરામનું

૪૧૯૯—



આવવું અને; જનકનું વિદેહપણું જોઇ જતો મુકવો. તથા સીતાનું અદ્ભુત ચાતુર્ય જોઇ આશિર્વાદની સાથે વજ્ર ધનુષ્યનું અપવું.

**પ્રવેશ ૪ થો**—ભપમ તથા કેરલરાજ અને તેના દરબારીઓનો મેટો: છાણુમાં તરવાર મારનાર બન્ને પક્ષના બહાદુરોનું યુદ્ધ. કેશરીયાં કરી લડવા નીકળેલી રાણીનું ત્યાં આવવું, ધર્મ સેવા માટે પતિનો તિરસ્કાર, પરશુરામનું આવવું, રાણીને ધન્યવાદ. બાદ કુરૂક્ષેત્રમાં પરશુરામ તથા રાણીનું અને ક્ષત્રીઓનું અંતીમ યુદ્ધ. રાણીનો નાશ, ક્ષત્રીઓનો સંહાર, ને પ્રતિજ્ઞાની પુર્ણાહુતિ !

**પ્રવેશ ૫ મો**—પરશુરામ તથા સૌરભ. પ્રતિજ્ઞાની પુર્ણાહુતીને માટે સૌરભનો ઉપકાર. સરલાનું આવવું. સરલાને જોઇ વિસ્મરણ થએલ પ્રતિજ્ઞાનું યાદ આવવું છેવટે સૌરભનો પ્રાયશ્ચિતમાં પ્રાણદાનનો ઠરાવ.

**પ્રવેશ ૬ ઠો**—પરશુરામ સૌરભ તથા સરલા—સરલાનો શોક. છેવટે પતિ ભક્તિમાં સરલા અને સત્યના પુજન માટે શરીરનો પ્રસાદ. સૌરભના ધનુષ્ય ભંગનો અવાજ, પરશુરામનું ક્રોધા વેશે જવું.

**પ્રવેશ ૭ મો**—ટચ્યુક ને ટપ્પી નર મોટા કે નારી માટેનો વિવાદ, રૂષીનું આવવું ને બોધ આપી શંકાનું નિવારણ કરવું. છેવટે ભપમ, ભોળી ટચુક ને ટપ્પીનો આનંદ !!!

**પ્રવેશ ૮ મો**—સ્વયંવર. ધનુષ્ય ભંગ જોઈ કોપેલા પરશુરામનું આવવું. પરશુરામ તથા લક્ષમણનો સંવાદ. છેવટે શ્રી રામચંદ્રજી સાથે યુદ્ધ કરતાં પરશુરામના હાથનું અનિચ્છાએ અટકી જવું અને તેથી રામચંદ્રજીને પરમાત્માના અવતાર તરીકે પીછાણી પોતાના કાર્યનો સમસ્ત ભાર ત્હેમને સોંપવો. સીતા-રામનો હસ્ત મેળાપ અને આનંદ.

# પરશુરામ નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

**સુત્રધાર—નટી—**

હરિ ૐ પ્રભુ પ્રગટ થાઓ,
આવો આવો ઉગારો;
ભૂમી ભાર ધર્મકાળ ને સંહારો,
આવો ઉગારો આવો.
તારૂં.................ધર્મ વચન આપ્યું,
કરવા કાજ અવસર આજ તે પણ પાળો;
શરણે શીર સ્વામી,
ચરણે આશ સઘળી
પુરજો, પાળજો, પરીબ્રહ્મ હે હરી,
સ્વાર્થ સીંધુમાં વ્હેતો;
બ્રહ્મ ધર્મ તે ઉગારો, કર્મ યોગને પઢાવો. આવો.

**નટીઓ—**

૧.

દિનજન કરધારી ઉદ્ધારો ભૂદેવો
બ્રહ્મદેવો—જગદેવો—નરદેવો—
કરી તનમન અર્પણ આર્ય અભાગી ઉગારો—
પડયું પડયું મર્યું મર્યું નષ્ટ વિનષ્ટ થતું
હિણુ ભાગી ભારત ભાળો
તમ મુખ જોઇ જીવે બચાવો—દેવો—

**રૂપિકથાઓ—** ૨

એ વિજયી વીરને વધાવોરે
હૃદયના શોણીતથી.
જે દેહને સર્વ સમર્પેરે, વ્હાલાને
વાત્સલ્યથી.
રણમાં રમતા બહાદુર બંકા.
લડતાં મમતા ને તજી શંકા.
હસતા ન્હાતા લોહીની ગંગા.
જગમાં જસના કરતા ડંકા.
એ વિરલ વીરને વધાવોરે
હૃદયના શોણીતથી— એ.
સાધુની સંભાળ લઇ, શઠનો સંહાર કરી;
વીર કિર્તી વરી, સ્વાર્થને દઇ તીલાંજલી;
શીરનું કમળ કરી, પૂંજીએ પાય પડી
આભાર ન વળે કદી અર્પિએ આ પ્રેમાંજલી—એ.

**સોળી, ભપમ, ટચુક,—** ૩

હા સ્વામીજી સિધાવો, રણજંગને જમાવો,
શત્રુ અંગને ડોલાવી જય જણાવોને;
આજ લડજો ને થાજો યશસ્વિ પ્રાણ,
જેથી યશ થાશે, ગજાશે, છવાશે, ગવાશે.
ચગવળે કર અરે આવો કોઈ આંહીં,
ઝપટ ચપટ સટ અરિ મારૂં પલમાંહી;

માખીને મચ્છરો મારજો રે બાપા.
જાઓ જાઓ જાણી મેં તમારી, લવારી, હોંસિયારી—હાંસ્વામી.—

લલના અપ્સરા— ૪

આલીરી આજે રમીએ રાસ હળીમળી
હર્ષધરી મદભરી લઇએ તાળી લળીલળી
રંગ રેલીએ કરીએ કેલિ અલબેલિ સખિ હાં......
હાસ્ય પ્રમોદે વિકાસતી ઉર કળી
ગાવો ત્રય ગ્રામથી સામ સંગીતને.
સારે ગગ રેગ મમ ગમ પપ (૨)
ગપ ધધ પધ નીની ધની સાસા
તાલ તાન સુરગતિવતી, વળી; રહે સંગ
ધ્રુન મૃદંગની ભળી;
થુન થુન તક, થુનથુન તક, દીગ, દીગ. દીગ
તાગે તનનન
ધાત્ર, ધાત્ર, ધાત્ર, ધાત્ર, કિડાન્ધા કિડધા
કિડાન્ધા કિડધા, કિડાન્ધા કિડધા.

લલના-અપ્સરા— ૫

અરે હાંહાં જરા ધીરે ખેંચો ભ્રકુટી કમાન
—અરે જાઓ કરો શાને ઘેલી અડપલાં આમ
ધરી ભ્રકુટી કમાને, ઝેરીલાં નયન બાણે.
સાંધો સ્હામે સ્નેહીને સંધાન—
જાણું શું હું બાળાભોળી, કરો શાને આ ઠઠોળી;

જાણું હું શું તીર શું કમાન?
થઇ ભોળિ ને અજાણી, ભ્રકુટિ કમાન તાણી;
મોહિની મારે શાં મોહબાણુ.—

**લલના-ચિત્રરથ— ૬**

જાઓ ઠગારા, કામણગારા, રસભીના રસરાજ;
ના કરો ઠાલા, ચાતુર ચાળા, થઇને કાલા, મદઘેલા મહારાજ;
મન ભાવે શુ મોઢું હલાવો,
જુવતીપર શું જોર જણાવો;
હવે માનો, અરે નહીં નહીં;
શાણી શું શરમાય
ના.........જાઓ જાઓ
ટૂટે પ્રીતિ દોર, તાણ્યે કરી જોર,
આવો ચિત ચોર, ગાંઠું એ દોર—જાઓ—

**ભપમ-અગડ-નયની-જુઠ્ઠો— ૭**

ઠીક આવ્યો દાવે જોજો છૂટવા ન ફાવે,
મેથીપાક જમાડો ભાવે;
ખાઓ બેટાજી જોડાનો માર.
ભૂલ્યો ભાઇ મૂકો માર મારોના જોરૂકો આમ,
ચૂપ થઇ રહો, ભાઇ ભૂંકો શું કામ.
બકરી કાઢતાં પેઠું ઊંટ, જુઓ આ મારકૂટ;
બસ દૂર થા,
રડયા તૂં જા;

વાહ ભઈ વાહ,
મારો નાં.
હાય શીરે પડશે ટાલ, મારો ધીરથી લગાર
બીજાને ઠગવા માંહીં સમજે આ સાર.

સરલા— ૮

ચડયું ડોલે, હિંચોળે ઘેલું જોબનું,
ભરી મદ નયન માંહ્ય,
ઉર મીઠીમીઠી લહેર જણાય,
ના સમજાય, શું એ થાય અવનવું.—ચડયું—
રસઝરણુ ઝરી ભીંજાવે,
જાણે જગત સુધા વરસાવે;
ઝીલતાં એ રસસાગર ભાવે,
તૃપ્તિ હૃદયમાં નવ આવે.
રસબસ બની, ટાળી ભેદ, કરી અભેદ;
ઝીલશું જીવન તનુ.— ચડયું

સરલા—સુરભી ૯

નાથનામ લાખ કોટીથીએ અધિક છે,
કહી ના શકાય તોએ એક તે.-
સૂર્ય ચંદ્ર અમૃત કહું તોયે ઓછું છે,
અષ્ટ સિદ્ધિ નવે નિધિ કહેતાંએ ન્યૂન છે;
અજબ એ પ્રીતમ છે, એક તેજ એ છે,
રૂપમાં ગુણમાં કોઇ ના સમાન ના-સમાન.
આડું બોલી વાણી શાને તું ઉડાવે,

કાળજડે કહેતાં કાંઇ કાંઇ થાએ;
વહુજી શું વરના નામે શરમાએ,
ના નહીં કહેવાય શી ઓશીયાળ છે.
ત્યારે હું જાઉં છું,
નાના હું કહું છું;
ચાલો ઝટ બોલો.
સ...સૌ...ર....ભ,
હે..........બસ;-

**નાથ-સરલા-સૌરભ-** ૧૦

તમે સંભાળજો આ ઘાવ
છોડું નેનની કટારી
કામણગારી, કાતિલ કારી,
એ ઉર ભેદીજાય આરપાર અજબ ધારી હાં.
ગણુશું અમૃતના ઘા એ પ્રિય,
ઠરશું દીપ પતંગસમ એ પરઃ
બનશું એક અભેદી અંતર,
બ્રહ્મધૂન ગાશું નિરંતર,
સ્વર્ગ લ્હાવ લેશું પરસ્પરઃ

**સરલા—સૌરભ—** ૧૧

મૂકી બરદરિયે ક્યાં ચાલ્યા નમેરા
ઓ વહાલા આ બાળા આધારે કોના !
ધારો ધીર પ્યારી, તજો કલ્પાંત કારી,
જગસ્વામી આધાર સત્ય જાણો સૌના.

જીવનહાર, જાશો નાર, મૂકી નિરાધાર.
નિરાધારની સંભાળ, વિશ્વાધાર લેશે-
પ્રિય એ બહુનામી હાં પાલક સંતોના.

કુંચનીઓ— ૧૨

મોરે પ્યારે હાં મોહનજીરાજ પોઢો મતવારે
નિંદયન ભરે નયનાં કારે ન્યારે નીકે જાદૂગારે.
મંદ ચમકત જયસે ધનબીચ તારે—
ફૂલન સેજરીપર, છિડકું અત્તર ભર,
પાયન પલોટું ઢોરૂં સમીર સુખારે;
સગરી રતિયાં રહું, નિકટ તિંહારે—

# અંક બીજો.

રેણુકા— ૧૩

રેરે પ્રિતમ પ્રભુ ગયા સાથ છોડી
દુષ્ટે દઈ દંશ જોડીને તોડી— રેરે.
ગયા હાં ગયા અર્ધાંગ ત્યાગી
મુજ સુહાગી વર વિરાગી
ન જીવશે હવે આ નારી અભાગી
થાશે સતી ફરી એ પતિ માગી
આવીને સ્વર્ગે મળીશ સ્વામી દોડી—રેરે.

સોરઠ— ૧૪

પીડ રહી તોએ અંતર જામી.
કાંઇ નથી સુખ કેરી ખામી.
જીવન તુચ્છ જે ધર્મથી ગણુતા,
ધનપર ધર્મ તે બ્રાહ્મણુ તજતા;
શું કરૂં હા નિજ જાતી નિહાળી.
ચૂપ રહૂં આઘાત એ પામી.

સોરઠ— ૧૫

ધિક્ છે ધિક્ નફ્ટ નર,
જે ફોગટ ભારે જનુની મારે;
સ્વાર્થ નરકે ધર્મ કર્મ બોળે,
મમતે મૂર્ખ તોએ માંહી ડોલે.—
નિજ ગરજ માટે જાતી ડુબાડે,
ધર્મને ત્યાગે, સત્ય સંહારે;
ફ્ટ એ હરામી જે દ્રવ્યથી રાચે,
માડી અમૂલીને પરકર વેચે.—

પરશુરામ-રૂષિઓ— ૧૬

ચાલો ઝટપટ, યાહોમ કરી ચટ
ધર્મવીર બની ધીર મારો દુશ્મનને—
રોળો ધડશીર આ ભૂમિપર

પમાડો પતન નીચ ક્ષત્રી જનને.
બહુ કેર હા કરે પાપી તેને ટાળો ધર્મ પાળો
જતાં નિજતનને—
સતીયાનો શ્રી હરિ સાથી
જાણી દાખો, બળ રાખો સહુ દૃઢ મનને.
ગણી દેહ પ્યારો રહે ગેહ હારીને
નામ મૂકો તેને થૂંકો ધિક્કારીને
દેશ દાઝે, ધર્મ કાજે, તન ધારી જે
ધનધન સુરજન જસકારી તે—

ભપમ— ૧૭

અરે કોઇ આવો, જગત બચાવો, છૂટેતો છોડાવો,
ભટજીને શૂર ચડયું છે જે આવશે હાથે તે મરશે
હાં તત્કાળ.—
કોહાડી લાવ,—કટારી લાવ,
કટારી ન હોય તો દાતરડુંએ ચલાવીને
ઘાસ કાપે તેમ ક્ષત્રી કાપી સહુ
લાવું જગતમાં આજેજ પ્રલયકાળ.—
મોઢું છે વાઘનું પણ જૂઓ કદી અંતર—
તો છે તે સાફ શિયાળ.
કાયર પૂરા, મુખથી શૂરા,
હાડકાં ચૂરા થાય તો થાય છતાં નવ ચાલશે
ગયાવિના કદી રણે આ કાળ.—

—નવવધુ—સાહેલીઓ— ૧૮

## ગરબો.

વારી બ્હેન વ્હાલા બલિહારી બ્હેન વ્હાલા
લાગે નણદલ વીરા—
અવનિ સ્વર્ગ કે પાતાળે, શોધી જુઓ સર્વ માંહી
પ્રિયતમ સમ અવર સુખ મળશે નહિં કયાંહી
નાવિક નારી વ્હાણુ તણો ગુણિયલ રસખાણુ ગણો
ભાવે ભગવાન ભણો સ્વામિજી હૈયાના હીરા—
અમર નારી બને અધરામૃત પી પતિ અમરસંગ પ્રીતિનું
આ તન પ્રેમરસે ઝીલવી નિત નૂતન લે સુખ કામ રતિનું—
પતિ ગુરૂ પતિદેવ પ્રભુ પતિ સ્થાન ગણો સતિ શ્રેષ્ટ ગતિનું—
જીવનને તજી અન્ય ભજે ફૂટ જીવન ફોગટ તે જુવતિનું—
ધન્ય તે સુભાગિ સતિ નારનેરે લોલ
કરતી પતિ દેવ સેવ ભાવે ગુણુ ગાવે દિપાવે
અવતારનેરે લોલ.
એવા દેવાંશીના દેદારનેરે લોલ
તલસે સુરસર્વ મળી ટોળે મુખ બોલે કલ્લોલે
જયકારનેરે લોલ.
વેગ ભરી સરિતા વ્હેતી અતિ ભાવથી સાગરમાં
ભળવાને.
તેમ આ ભોળી નવલવધુ આવી વર નવલ
સ્નેહે મળવાને.

વાસ સજી પતિ વાટ જુવે, રતિરંગ તરંગ રસે
ઝીલવાને.
તું ખીલી ચંદ્ર થકી રજની તેમ લાગશે આ સજની
ખીલવાને.
આલી અમણા પ્રિતમજી પધારશે
મ્હાલા વ્હાલથી પ્રમોદને વધારશે
ધરિ માનતાન કરશે વધૂ વ્હાલ
માણિ લેશે હોસે રંગત રસ રાજનીરે—વારી.

નવવધુ-કુમાર— ૧૯

જાઓ જાઓ સલુણા ન સતાવો.
બાળા ન બ્હીવરાવો જોઇ એકલી એકાંતમાં;
— આવો આવો સુંદરી ન શરમાઓ,
લઇ લો રંગ લ્હાવો રસીલી ખરી ખાંતમાં.-
જોબન ગુલાબ ખીલ્યું બે ઘડી લાગશે,
નર ભ્રમરજી રસ ચુસી ભાગશે;
કોરે કાષ્ટ તે કળીમાં તન તાપશે,
નર ભમરતો દેહ પ્રાણ આપશે.
તો તો આવો ભેટો સ્નેહે સુજાણ ભ્રમર,
ચાલો વ્હાલી મ્હાલો હવે નિરાંતમાં—જાઓ.

ટચુક— ૨૦

હોય સમજુનો બેટો તે આવે સામો
વાળે ઉત્તર મ્હારા આ સવાલનો
કોઇ શાણો ગણાતો, ડા'પણમાં તણાતો,
તે, કહે શું વાંધો આ હીસાબનો !
જો ટુંકીને ટચ એક મ્હારી આ વાત
પડી મારા વિ'વામાં મોટેરી પંચાત—હોય—

હોય[redacted]કદી બાપ મુરખ પોતાનો
બેટા પણ તેનો શું તેવો ગણાવાનો
બાપો છે પાણો પણ હું છું હીરો
રૂડો રૂપાળો ને ડાહ્યો ધીરો
તોયે લોક કહે મુર્ખ મૂર્ખ બાપનો—હોય—

રચુક-ટપ્પી— ૨૧

કેવા ઉલ્લુ બનાવ્યા .મેં
વાહ વાહ વાહ
આજ વર્યાં વરને વહુ
વાહ વાહ
મોજમાં મ્હાલી હવે રહીશું
આંખમાં ધુળ નાંખી ફરીશું
વડથી વધીઆ, ટેટા જુવોઆ—કેવા
બાપ શીયાળ તો વરૂ છે બેટા આ,
મા છે છરી તો કટારી બેટીઆ,
વારી બલિહારી ત્હારી ચતુરાઇ.
આપે પઢાવેલી ચેલી ગુરૂજી,
અમર રહો ગુરૂ ચેલી જોડીઆ—કેવાં

સરલા— ૨૨

આવો આવો મ્હારા મનડાના મોહન
આવો તો ડોલું થઇ હર્ષ ઘેલી,
બલિહારી ગાઉં ઉમંગે રેલી
વ્હેંચું સાકર વાલમ વ્હેલી વ્હેલી—આવો આવો
ક્ષણ ન ભુલું હું જીવ જતાં એ

વિસર્યાં વચન કેમ વ્હાલાએ
છોજી સુજાણ પ્રિતમ પ્રાણ
તો એ શું નાથ છોડી સંગાથ
કરી અનાથ—આવો આવો

**સરલા-સુરભી—** ૨૩

રસીલા રાજ ન રીસાઇએ
સલુણા શામ ન શરમાઇએ
ભુલીને ભાન તજી શુદ્ધ શાન
સખીને પતિ ગણી શું લઇએ—રસીલા
પત્નિ આ પતિ પ્રભુ નિહાળો
દઇ શાન્તિ દિલહર દુઃખ ટાળો
થાવો છો શાણી ઘેલાં તમે
પતિ પ્રેમે છીએ ઘેલાં અમે
વ્હાલાના વચનોએ, લોભાયે,
મોહાયે, મનડું મલકાયે
વિનતી તુજ વિભુ ધારે હૈયે -રસીલા—

**સરલા—** ૨૪

પ્રભુ તું થાજે આ ભવ સીંધુ માંહી મારો સુકાની,
મેં તુજ આશે કરી નહીં દરકાર વિષમ મોજાંની;
જન કાષ્ટની નાવથી ઉતરશે,
પથ્થરની નાવથી સહુ મરશે.
પણ તુજ તાર્યે પથ્થર તરશે—પ્રભુ—
તુજ બાનું એક રહ્યું મારે;
મુજ દોરી હાથ દીધી તારે,
હવે મ્હાય ડુબાડે કે તારે.—પ્રભુ—

# અંક ૩ જો

**વારાંગના—** ૨૫

મુરતીયાં તીહારી પ્યારે બસી મોરે મનમેં
બસીમોરે મનમેં દેખ ભઈ હું અધીનમેં—મુર
જાદુ ભરી સીકારી ભયે હય તીર્છી
લગી બાંકી નજરીયાંકી હાય બરછી—મુર
સોહે મહારાજકો ચંદ્રવદન વા
જનુ આયે અવનીપે અવર મદનવા—મુરતી

**રાણી—દરબારી—** ૨૬

હણું શત્રુઓ હું મુજ દુખ દાત્તા
વીણી વીણીને ચોળું અસીને ધારૂ આજ
હું કરમાં—હણું
સિંહનારી નાશકારી સર્પણીનુ વિષ ભારી
શાક્ત ન્યારી છે તમારી, ભક્તિ સારી દુઃખ હારી
રોગીને ચોજો તમે એ ક્ષણમાં
દબાવો શત્રુ મુખ ધરણમાં
નહિ હું દિલ ડરૂ અચળ યશ વરૂ
રામને હાથ મરૂં જો રણમાં—હણું

**સોરઠ—** ૨૭

પ્રભુ ગતિ અકળીત કોઇ ન કળતા
મર્મ ન ધરતા ધર્મ વિસરતા— પ્રભુ.
હરિશ્ચંદ્ર, નળ રાય, ધર્મ તનુ
પામ્યા દુખ તે પરહિત કરતાં
ગયા તદપિ હરિ ગતિ અનુસરતા— પ્રભુ.

સદા ચક્રવત ફરે દુઃખ સુખ
ઘડા જેમ ઘટ યંત્રે ફરતા
ધર, મન સમતા. તજી વિકળતા— પ્રભુ.

**સૌરભ-સરલા— ૨૮**

આજ ઉગ્યો ઉરમાં આનંદ કેરો ભાણુ,
સ્નેહ ઘેલ ભામાને, ભેટયા સુજાણુ;
મળતાં સ્વામિ સર્વસ્વ સુખ પામી,
વિયોગ દુઃખ વામી.
લેશું પ્રિતી લ્હાણુ..................આજ
સાચાની સાહ્ય અંતે કીધી પ્રભુએ:
ભવ દધિયે તાર્યું જીવન વ્હાણુ;
પ્રગટ મોહન દર્શ થાતા છલકાય હર્ષ,
ઉરમાં પુરણુ પ્રિતમ સૌરભ પ્રાણુ— આજ

**સીતા સાહેલીઓ— ૨૯**

સહુ બેનપણી આવો રમિયે રંગે
છે હાંશ ઘણી, બાળા ખેલો ઉમંગે
થશું પરણી પરવશ બ્હેન
ફરી ક્યો હમણાં સુખચેન રે
રીત જગત તણી વરશુ કે વેચાશું
સ્વામિ સંગે—સહુ
રમવી રમત ખરી જેમાં ગમત ભરી
સમજણુ કંઇક સધાય
પુત્રના લક્ષણુ પારણિયેથી
જોતાં જેમ જણાયરે
બો બાવે બણી સફળ ક્રિડા ભવની
આ ક્રિડા ઢંગે— સહુ

**સીતા—** ૩૦

સેવા આ સેવકની સ્વિકારી રૂષિરાજ
દયાળુ સૌના સ્નેહિ વિદેહી કેરે મંદિરીએરે
જગપાવન પ્રેમથી પધારો મહારાજરે
વિનતી અવધારી સુરહિતકારી
તમથી ભવ તરીએરે— સેવા.
ખટરસ ભોજનીયાં ભાવે પિરસુ જે મનને ભાવે
ભાવના ભુખ્યા છો ભયહારી
સેજે અંતર વિચારી તમને પ્રભુજી શું
નવનવું ધરીએરે—
ષોડશ વિધિ પુજન રચાવું
ચરણોદક શિષ ચડાવું.
ઉજવલ યશ ગાવું પ્રિત આણી જોડીશું
પાણી, જાણી ત્રિભુવનના સ્વામી
સ્વાગત શું કરીએરે— સેવા.

**ભપમ—** ૩૧

રણે ચડયા કેવા રણે ચડયા ભાઇ
ભપમ ભટ લડાઇ લડયા ભાઇ
જોડાના એવા ઝપાટા પડયા ભાઈ
હાડકા પાંસળાં ખડખડયાં ભાઇ
આમથી ભાગુ કે તેમથી પકડે
તેમથી નાસુ તો આમથી જકડે
માર ખાએ ભટ જેને હાથે ચડે
જાણે કોઇ તેને બીજો નવ મળે
મોટા ચોફાળ ઓઢીને રડયા ભાઈ

સોરઠ— ૩૨

આનંદ આજ અપાર જાવું
જ્યાં જગતાત
શર્ણે ત્યાં વિશ્રાન્તિ લેવાને હું બાળ— આનંદ
મરતાં એ આશ કે જન્મી હરિ ફરી
ધર્મનું પાલન કરી મરૂં ત્વિર મોતે હરિ— આનંદ

ભપમ-ભોળી-ટચુક-ટપ્પી—૩૩

ભોળી—ભપમ વ્હાલા,
ટપ્પી—ટિચુક લાલા.
બન્ને—તનમન તમને ગણશું,
ભપમ—ભોળી મ્હારી;
ટચુક—ટપ્પી પ્યારી,
બન્ને—ભૂલેથી ફરી ગણશું.
ટપ્પી—વરને વહુજી સરખાં એ માન્યા વા, વા, વા,
ટીચુક—કેમ બાપા;
ભપમ—હા ભાઇ હા,
ટપ્પી—હારી તમથી રેહેશે નમતી ટપ્પિ.
ટીચુક—મુકજો પડતી હું પદ અમથી ગપ્પી,
ભપમ—રંગત રોજ માણી લેશું;
ભોળી—મોહન માન ઝાંઝાં દેશું.
સર્વ—ઉમંગે સંગે ફરશું આહા હ......ભપમ વ્હાલા.

---

# સમાપ્ત.

# PRIVATE TEACHER.

સારાં સરટીફીકેટો ધરાવી મુંબઇ અને સુરત મળી વીશ વર્ષના અનુભવી અંગ્રેજી ગુજરાતી શીખવનાર માસ્તર અને—

જાહેર પેપરો અને ખાશ અંકો સાથ માસીકમાં ગદ્ય અને પદ્યમાં પોતાના નામ સાથે અનેક વિષયો ઉપર લેખ કરનાર તથા—

ભુત ભવિષ્ય ને વર્તમાનની સ્થિતિ શંવત સાલ ને નક્ષત્ર સાથની સાચી જન્મ કુંડળી ઉપરથી ભ્રગુસંહિતાના આધારથી કહેનાર ફી રૂા ૧.

# અદ્રષ્ટ ફળ દર્પણ ગ્રંથ

જેમાં જ્યોતિષ ઉપરાંત અનેક વિષયો ગદ્ય પદ્યમાં સમાવેલા છે. કીંમત રૂા૦ ૨. વધુ માટે હેંડબીલ મંગાવો.

આ સૌ કામના કર્તા.

મેળાપનો વખત
Morning 9 to 1

## એમ. કે. ઓઝા.

ઠો૦ હુવારપોળ—સુરત.

# જો તમારે ઠગાવું ન હોય તો

## થોડો નફો કરવાની ભુલ ન કરશો



સુરતમાં બનતો જરીનો દરેક જાતનો માલ હમો થોડું કમીશન લઈ ઘેર બેઠે પુરો પાડીએ છીએ તેમજ જો કોઇ કહે તો આર્ડરથી પુરો પાડીએ છીએ, અને સુરત મુકામે આવતા વેપારીઓને ઘેર લઈ જઈ પરભારો અપાવીએ છીએ. હમે એમાંની કોઈ ચીજનો વેપાર રાખ્યો નથી કે જેથી બીજાઓ માફક બીજાના સારા માલમાં પોતાનો ખરાબ માલ ઘુસાડવાની ઘરાકોને ધાસ્તી રહે. એકવાર કાગળ મારફતે ઓર્ડર આપી અથવા આવી ખરીદી, પોતાની જુની ખરીદી તથા ગામના ભાવ સાથે સરખાવો.

## શા૦ હરગોવનદાસ રાયચંદ.

છાપરીઆ શેરી—**સુરત.**

# જાહેર ખબર



નીચે લખેલા પુસ્તકો શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ મુકામ જ્યાં હોય ત્યાંથી અગર અમદાવાદમાં રીચીરોડ નાં ૪૩૦ ચંદુ પ્રભુરલાલ મેહેતાને ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં તેઓએ રોકડી કિમતથી મંગાવી લેવાં. વી૦ પી થી મોકલવા આવશે નહીં નોટપેડ કાગળ ગણવામાં આવશે નહિ.

| | | | |
|---|---|---|---|
| ૧ | જાલીમ દુલિયા | નાટકના ગાયનો (આવૃતિ પહેલી) | ૦-૨-૦ |
| ૨ | બોલતો કાગળ | નાટકના ગાયનો ( ,, બીજી) | ૦-૨-૦ |
| ૩ | સરસ્વતી ચંદ્ર | નાટકના ગાયનો ( ,, ત્રીજી) | ૦-૨-૦ |
| ૪ | પરશુરામ | નાટકના ગાયનો ( ,, પહેલી) | ૦-૨-૦ |
| ૫ | ધર્મનિષ્ટ મયુરધ્વજ | નાટકના ગાયનો. | ૦-૨-૦ |
| ૬ | આર્ય વિજય | નાટકના ગાયનો. | ૦-૨-૦ |
| ૭ | અમર યોગીન્દ્ર | નાટકના ગાયનો. | ૦-૨-૦ |
| ૮ | બાદશાહી હીર્સ | નાટકના ગાયનો. | ૦-૨-૦ |
| ૯ | પ્રતાપી પ્રમિલા | (ભાષણ સહીત) | ૦-૮-૦ |
| ૧૦ | ચિતોડનો કરણ | ( ,, ) | ૦-૮-૦ |
| ૧૧ | કામલતા | ( ,, ) | ૦-૮-૦ |
| ૧૨ | સત્યવાદી હરિશ્ચંદ્ર | ( ,, ) | ૦-૮-૦ |

માલેકો

**શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ.**